श्री गणेशायनमः

# महाश्वेता कादंबरी

## नाटकनां गायनो.

રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વીઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા**

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું ગ્રાંટરોડ બોમ્બે થીએટર—મુંબઈ.

રચનાર કવિ ચિત્રકાર, ફુલચંદ ઝવેરચંદ શાહ.
(મહાસતી અનસુયાના લેખક તથા સુકન્યા સાવિત્રીના
મદદનીશ લેખક.)

સુરત ભાગાતળાવ રોડપર આવેલા ધી "ઈન્ડીયા"
પ્રિન્ટીંગ પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપી.

આવૃતી ૧૪ મી ] [ પ્રત ૫૦૦૦.

સંવત ૧૯૭૬. સંવત ૧૯૨૦

કીંમત ૦-૬-૦.

# महाश्वेता—कादम्बरी नाटकनां पात्रो

મહાશ્વેતા ......હંસરાજ ગંધર્વની પુત્રી

તરલિકા..............તેની પ્રિય સખા.

હંસરાજ.... ....ખંડીઓ ગંધર્વ રાજા.

ગૌરી... .... ....તેની રાણી.

પુંડરીક .... ....શ્વેતકેતુ મુનિનો કુમાર.

કપીંજલ ... ....તેનો મિત્ર.

કાદમ્બરી.... ....ચિત્રસેન ગંધર્વની પુત્રી, મહાશ્વેતાની બાલસખી.

મદલેખા } ....તેની પ્રિય સખીઓ.
તમાલીકા

કેયુરક.... .... ....કાદમ્બરીનો વીણાવાદક.

રોહિણી ....... ચંદ્રની શ્રેષ્ઠ કળા

ચંદ્ર... .... ....રોહિણી પતિ.

કુબેર.... .... ....દેવતાઓનો કોષાધિકારી.

ઇર્ષ્યાનંદ } બીજાઓની ઇર્ષ્યા કરનાર બ્રાહ્મણ દંપતી.
અસુયા

ભોજનાનંદ } તેની પાડોશમાં રહેનારા બ્રાહ્મણો
નિર્ગુણાનંદ

ચિત્રસેન........ગંધર્વનો રાજાધિરાજ. કાદમ્બરીનો પિતા

મદિરા.... ... ....તેની રાણી.

## પૂર્વ જન્મ અંશાવતારી પાત્રો.

ચંદ્રાપિડ.... .... ચંદ્ર.

વૈશંમપાયન.... .... પુંડરિક.

પત્રલેખા—રોહિણી.

ઇંદ્રાયુદ્ધઅશ્વ—કપિંજલ.

તારાપીડ—ચંદ્રાપીડનો પતિ.

શુકનાશ—તારાપીડનો પ્રધાન, વૈશંમપાયનનો પિતા.

જાબાલી—ત્રીકાળજ્ઞાની મહાત્મા.

## પુર્નજન્મ.

ચાંડાળકન્યા—પુંડરિકની માતા લક્ષ્મી.

શુદ્રક—ચંદ્રાપીડ

શુકશાસ્ત્રગંજ—વૈશમપાયન.

એ શિવાય—વારાંગનાઓ, સિપાઇઓ, યોગિનીઓ વૈમાનીકો યક્ષો વિગેરે.



શ્રી ગણેશાયનમઃ

# महाश्वेता कादम्बरी.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

મંગળાચરણ—વસ્તુ વિવેચન,

## અંક પહેલો.

પ્ર ૧ લો—હેમકુટ પર્વતપર આવેલા અચ્છોદ સરોવર પાસેના પ્રદેશમાં હંસરાજ ગંધર્વની પુત્રી મહાશ્વેતાનું સખીઓ સાથે આગમન, પોતાના મિત્ર કપિજલ સાથે સ્નાન નિમિત્તે આવેલા મહામુની શ્વેતકેતુના કુમાર પુંડરીકે કર્ણમાં ધારણ કરેલી કુસુમ મંજરીનો સુગંધ પ્રભાવ, મહાશ્વેતા તથા પુંડરિકના પ્રેમનું પ્રથમ દિગ્દર્શન.

પ્ર. ૨ જો—વિરહ વેદના ભોગવતા પુંડરિકની મહાશ્વેતાને મળવાની યુકિત પ્રયુકિત, ચતુર સખીની ચતુરાઇ, કામવાસનાથી ઘેરાયલા પુંડરિકને કંપિજલનો સદુપદેશ, પત્થર ઉપર પાણી.

પ્ર. ૩ જો—પુંડરિકના મોહપાસમાં પડેલી મોહિની મહાશ્વેતાની પ્રેમભિલાછા, મિત્ર ધર્મ બજાવતા કપિંજલને મુખે પુંડરિકની દુઃખદાવસ્થાનું વર્ણન શ્રવણ કરતી ગુપ્ત રીતે મનથી માનેલા પતિ સાથે રતિ કેલી કરવાના નિશ્ચયથી પ્રયાણ.

પ્ર. ૪ થો—કામની છેલ્લી સીમાએ પહોંચેલા પુંડરિકની દુર્દશા. ચંદ્ર તથા પુંડરિકનો અરસપરસ શ્રાપ સંભ્રમ. મહાશ્વેતાને લઇ

કપિંજલના આવતાં પહેલાં પુંડરિકનું મરણ, કપિંજલનો વિલાપ પતિના સુખની આશાએ આવેલી મહાશ્વેતાની નીરાશા, રંગમાં ભંગ. પતિ સાથે બળી મરવાની તૈયારી કરતાં આકાશવાણીદ્વારા સાંત્વન. પુંડરિકના સબનું આકાશગમન.

પ્ર. ૫ મો—અભિસારિકા મહાશ્વેતાની શોધાશોધ, પતિ પાછળ પ્રાણ ત્યાગ કરવાને તત્પર થએલી મહાશ્વેતાને માતપિતાનો બોધ, અખંડ શિયળવ્રત ધારણ કરી યોગિની રૂપે જીવન ગાળવાના નિશ્ચયથી મહાશ્વેતાનું તપ કરવા માટે ચાલી નીકળવું.

પ્ર. ૬ ઠ્ઠો– ચિત્રરથ ગંધર્વની પુત્રી કાદમ્બરીને વિહારવાટીકામાં સખીઓ સાથે વાર્તાવિનોદ, કુમારિકા તરીકે જીવન ગાળવાનું પસંદ કરનારી કાદમ્બરીને સંસારમાં પતિના લાભ સમજાવવાનો સખીનો પ્રયત્ન

પ્ર. ૭ મો—બીજાનું સુખ જોઈ મનમાં નિરંતર બળનાર અસુયા તથા પ્રિયાનંદ નામના બ્રાહ્મણ દંપતિના પ્રપંચીળ સ્વભાવનું દિગ્દર્શન, તેની પાડોસમાં રહેનાર ભોજનના ભોગી ભોજનાનંદ તથા ગોલાનું ગોરપદું કરનાર નિર્ગુણાનંદનો નિર્ગુણાવાદ.

પ્ર. ૮ મો—પોતાના તપના પ્રભાવ વડે કરીને પુંડરિકના શબની પાછળ કપિંજલનું સ્વદેહે ચંદ્ર લોકમાં આગમન, દેવતાઈ આયુધોનું પ્રાગટ્ય, વૈમાનિકના શ્રાપથી ઇંદ્રાયુદ્ધ નામના અશ્વરૂપે કપિંજલનું પૃથ્વીપર પડવું.



# અંક બીજો.



પ્ર. ૧ લો ઉદર નિર્વાહાર્થે ઉજ્જયની તરફ જતાં બ્રાહ્મણો તથા સંત સાધુઓનું મંડળ.

પ્ર. ૨ જો—શ્રાપના દોષથી તારાપીડ રાજાને ત્યાં થએલા ચંદ્રના અવતાર ચંદ્રાપીડને યુવરાજ્યાભિષેક, પત્રલેખા નામક રોહિણીનું દ્વંદ્વયુદ્ધ સાથે રાજસભામાં આગમન ભિન્નભિન્ન સ્વરૂપે ત્રિપુટીનો સમાગમ.

પ્ર. ૩ જો—ચિત્રસેન ગંધર્વ તથા રાણી મદીરાનો કાદમ્બરી પરણાવાનો દુરાગ્રહ, મહાશ્વેતા તરફથી સંદેશો લઈ આવેલી તરલીકાનો ઉપાલંભ.

પ્ર. ૪ થો સૈન્ય સાથે દીગ્વીજય કરવા નીકળેલા યુવરાજ ચંદ્રાપીડનું તથા મંત્રીપુત્ર વૈશમપાયનું અચ્છોદ સરોવર પાસે પુનઃ આગમન, અલૌકિક ગાન શ્રવણ.

પ્ર. ૫ મો—શંકરનું આરાધન કરતી મહાશ્વેતાને જોઇ ચંદ્રાપીડનું આશ્ચર્ય ચકિત થવું. દુઃખી હૃદયને દીલાસો સાધ્વીની તપસિદ્ધી, રાજકુમારનું આતિથ્ય, નહીં પરણવાની પ્રતિજ્ઞાવાળી કાદમ્બરીને મનાવવા માટે મહાશ્વેતાની સાથે ચંદ્રાપીડનું ગંધર્વ નગર તરફ પ્રયાણ.

પ્ર. ૬ ઠો—ઈર્ષ્યાને લીધે આડોશી પાડોશીનો વિનાશક કરવા માટે અસુયા તથા ઇર્ષ્યાનંદનું અનુષ્ઠાન.

પ્ર. ૭ મો—યૌવનના મદમાં આવેલી કાદમ્બરી તરફ સખીઓનું અટ્ટહાસ્ય, મેના પોપટનો ઝઘડો, ચંદ્રાપીડનું દર્શન થતાં મનમાં પીડા પામતી કાદમ્બરીનું પ્રેમ પાસમાં સપડાવવું. તાંબુલ સ્વીકાર.

પ્ર. ૮ મો—સૈન્યની છાવણીમાં ચંદ્રાપીડનું આગમન. પિતાનો પત્ર વાંચી સૈન્યની લગામ વૈશંમપાયને સોંપી યુવરાજનું તુરતા તુરત ઉજ્જયની તરફ ચાલી નીકળવું. પૂર્વ સંસ્કારથી પાછળ રહેલા વૈશંમપાયનો ચિત્તભ્રમ.

પ્ર. ૯ મો—મહારાજ તારાપીડ તથા વૃદ્ધ મંત્રી શુકનાશનનો ચંદ્રાપીડને પરણાવવાનો વિચાર, વૈશંમપાયન વિના સૈન્યને એકલું આવેલું જોઈ ચંદ્રાપીડ ઉપર દોષારોપ, મિત્ર વૈશંમપાયનને તેડવા માટે ચંદ્રાપીડનું હેમકુટ તરફ પ્રયાણ.

પ્ર. ૧૦ મો—સાધ્વી મહાશ્વેતાનું શિયળ ભંગ કરવાના પ્રયત્ન માટે વૈશંમપાયનને શુક જાતીમાં પડવાનો શ્રાપ, ચંદ્રાપીડ તથા મહાશ્વેતાનો પુનઃ મેળાપ, વૈશંમપાયને શ્રાપ થવાના સમાચાર સાંભળતાં ચંદ્રાપીડનું હૃદય ફાટી જવું, કાદમ્બરી તથા પત્રલેખાનું કલ્પાંત, અશ્વરૂપે રહેલ કપિંજલનું મુળ સ્વરૂપ પામી આકાશ માર્ગે ચાલ્યા જવું.



# અંક ત્રીજો.



પ્ર. ૧ લો—જાબાલી મુનિના આશ્રમ પાસેથી રૂષિ કુમારોને શ્રાપના દોષથી શુક રૂપે પડેલા વૈશંમપાયની પ્રાપ્તિ. પોપટના બચ્ચાનું પૂર્વ વૃતાંત જાણવા માટે ત્રિકાળજ્ઞાની મુની જાબાલી પ્રત્યે રૂષિ કુમારોનો પ્રશ્ન.

પ્ર. ૨ જો—પોતાના પાપ કર્મને લીધે અસદ્‌ગતિ પામેલા ઇર્ષ્યાનંદનું પ્રેત રૂપે અસુયાની પાછળ પડવુ, યોગીનીઓનો સમાગમ. અસુયાનો પશ્ચાતાપ, વિધવા ધર્મ માર્ગ દર્શન.

પ્ર. ૩ જો—શુક જાતિમાં પડેલા વૈશમંપાયનના ઉદ્ધાર માટે કપિંજલનો સ્તુત્ય પ્રયત્ન, પુત્રના પાપ કર્મથી ચાંડાલ કન્યારૂપે અવતરેલા ચંદ્રાપીડના સભાસ્થાન પ્રત્યે જવાની સુચના.

પ્ર. ૪ થો—શુદ્રકના સભાસ્થાનમાં ચાંડાલ કન્યા રૂપે લક્ષ્મીનું પોપટ જાતીમાં રહેલ વૈશંમપાયન સાથે આગમન, શ્રી મુખે પોપટનું પૂર્વ વૃતાંત શ્રવણ કરતાં શુદ્રકનું મુળ સ્વરૂપને પામી ચંદ્ર લોકમાં જવું વૈશંમપાયનના શ્રાપનો અંત.

પ્ર. ૫ મો—ચંદ્રાપીડનાં સ્થુળ દેહની સેવા-રક્ષા કરતી કાદમ્બરીને તથા પુંડરિકના દર્શનની આશામાં દિવસ નિર્ગમન કરતી સાધ્વી મહાશ્વેતાને પતિનો મેળાપ, સતીઓના સતીત્વ પ્રભાવથી સત્ય પ્રેમનો વિજય. આનંદોત્સવ દેવતાઓના આશીર્વચન સાથે નાટકની પૂર્ણાહુતી.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## ચાલુ જમાનાની છેલ્લામાં છેલ્લી ફેશનના

# મજબુત અને શોભાવનાર

# ઘડીઆળો.



જેવાકે હાથે બાંધવાના સોના, ચાંદી, નીકલના ફેન્સી પટા સાથેના ઘડીઆળ તેમજ ખીસામાં રાખવાના, દીવાલપર ટાંગવાના, ફરનીચરોને શોભાવનારા દરેક જાતના ઘડીઆળો અમારી કુંપનીમાંથી ઘણાજ સસ્તા ભાવે મળશે. તેમજ દરેક જાતના ઘડીઆળોનું રીપેરીંગ કામ કરવાને હમારી કુંપનીમાં અનુભવી હુશીઆર કારીગરો રાખેલ છે. બહારગામના ઓર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે.

**શ્રી માહારાજા વોચ કું૦**

ગીરગામ રોડ નાં. ૩૭૯—૮૧

મુંબાઈ નાં૦ ૨.

॥ श्री गणेशायनमः ॥

# महाश्वेता-कादम्बरी नाटकनां गायनो.

## મંગળાચરણ.

સુત્રધાર— ૧

શ્રી ગુણ ગણપતી શુભ મત દાતા—શ્રી
હરો કુમતિ હરીહર સુખશાતા
શુભ મતિ દાતા—શ્રી
લંબોદરને લાગું પાય,
ગિરિજાસુત ગુણનિધિ ગણરાય;
સ્મરતા સંકટ દૂર પળાય.
કરો સફળ કૃતિ શુભ મતિ દાતા—શ્રી.

બાળાઓ—વદુ સરસ્વતી ભગવતી ભુવનેશ્વરી સરવેશ્વરી (૨)
ભારતી કરી આરતી પ્રેમે પૂજું પરમેશ્વરી શ્રી.

નટી. બાળાઓ— ૨

હાંરે પ્રેમ સાચો પ્રભુ તણું ધામ છે,
હાંરે સાચા પ્રેમીના બેલી શ્રીરામ છે;
બેલી શ્રીરામ છે.... ..............હાંરે—

કાચા જે પ્રેમના પ્રવાહમાં તણાય છે,
નાવ તેનું ભાંગી ભચકાઈ ભૂકો થાય છે;
વાલમ વનિતાના વિશ્રામ છે,
વનિતાના વિશ્રામ છે...............હાંરે—
અંતર બંનેના અંતરમાં સમાય છે,
જેમ શુદ્ધ સાકર પય માંહી મળી જાય છે;
તે દંપતિનાં અમર નામ છે.......હાંરે—

મહાશ્વેતા— ૩

આવે ક્યાંથી મધુરી મધુરી સુવાસ (૨)
પુષ્પ અપરિચિત પામ્યું કો વિકાસ,
સમિર સ્વર્ગ તણો નીકળી પ્રવાસે;
રહ્યો પ્રસરાવી સુગંધી ચોપાસે,
પામ્યું તન મન મારૂં અતિસે ઉલ્લાસ— આવે.

તરલિકા તથા સખીઓ— ૪

ઓ સાહેલીરે, (૨) સમજી કરીએ પ્રીત;
નથી સાહેલીરે (૨) અટપટી પ્રીતની રીત.
બોલો અનેક સુણી બીજાના,
બોલી તોળી બોલીએ;
સામાનું દીલ જોયા વિના,
નવ આપણું દીલ ખોલીએ;

અંતર સામાનું ભાળી,
ભરીએ ડગલું સંભાળી;
એક હાથે પડે કેમ તાળીરે....(૩) સમજી.

મહાશ્વેતા, તથા સખીઓ— ૫

મંજરીએ મનડું મોહ્યુંરે,
મનગમતા મહારાજ મારા મનગમતા મહારાજ;
એ શું દીલડું અમ પ્રોયુંરે........મનગમતા.

પુંડરિક—"શું આ પુષ્પ તમને બહુ ગમે છે ?

મહાશ્વેતા—"મનને તો ગમતું ઘણું મુખથી કેમ મંગાય,
વીણુ પીછયે વીણુ પારખે ઘટે માન મુનિરાય"

પુંડરિક—માગ્યે માન ઘટે નહિ જેવું જ્યાં દાતાર
સુખે સ્વિકારો પુષ્પ આ ધરો કર્ણ મોઝાર;

સખીઓ—અતિ ઉદાર દીલ તમ જોયુંરે........મનગમતા—

મહાશ્વેતા તથા સખીઓ— ૬

અમે જઇશું, અમે જઇશું, હવે અમે જઇશું રાજ
રસભીના તમે આવજો..........અમે—
આવી મંજરીઓ નીત્ય લાવજો,
પ્રેમે પરીમલ પ્રસરાવજો....અમે જઇશું.
મુનિવર અમશું પ્રસંગ પાડી, દર્શન દેજો દાડી દાડી;
અમ સરખું કંઈ કાજ જરૂર તમે કહાવજો તમે
આવજો.......અમે—

પુંડરિક—
૭

મળશે હવે ક્યાં મનહરણી, (૨)
ચતુરા એ ચંપકવરણી.......મળશે—
મારી કટાક્ષ બેધુ ઉર મારૂં,
ક્યારે થશે મુખ દર્શન તારૂં;
શામા રસીલી રસીક રમણી....મળશે—

મહાશ્વેતા—
૮

પ્રેમ બીજ રોપ્યું હૃદયે,
જીવન આધાર મારા....હાં હૈયાના હાર મારા,
પ્યારા પત્ર તારો ભાળી,
ફુટયાં નવ પલ્લવ ડાળી;
ખીલી પુષ્પે તો હદ વાળી, (૨) જીવન આધાર મારા.
મદન પડીને પૂંઠે
મીઠાં પ્રેમ પુષ્પો ચુંટે
મ્હારી ફુલવાડી લૂંટે, (૨) જીવન આધાર મારા—

તરલીકા—
૯

અરે સખી ધીમે ધીમે ડગ ભર
ઉતાવળ આવડી આ શી......ઉતાવળ આવડી આ શી

મહાશ્વેતા—પ્રિય મુખ દર્શન પ્યાસી

તરલીકા—અરે સખી..............

મહાશ્વેતા—અંતર મારૂં મારે છે ઉછાળા (૨)

તરલીકા—ન હોય ઉછાળા યૌવન કેરા ચાળા;
મંજરીવાળા, લાલ લાજાળા,
પ્રિતમ તારા નહીં જાય નાસી.......અરે.

મહાશ્વેતા— ૧૦

બોલો બોલોને અંતરના બેલી, નાથ વિનવું કરજોડી;
રિસાયું જાશો કયાં અમને છોડી,
પ્રીતિ જન્મો જન્મ તણી તોડી.......બોલો—

આખી.

હાથે આવી હંસલો, ઉડી ગયો આકાશ
જઇ બેઠો દૂર દેશમાં, હવે મળવાની શી આશ.
મરજાદા મેં કુળની છોડી (૨) તમ સંગે મેં પ્રીતડી જોડી,
ઉઠો ઉઠોને અંતરની કરીએ વાત;
રાત રહી થોડી...........બોલો બોલો.

આકાશવાણી—

સાહસ નવકર શાણી
આત્મઘાતનું પાતક શીરતાણી
પુન: સમાગમ થશે
શોક તજી દે વીધી વાક્ય જાણી

મહાશ્વેતા— ૧૧

વિષય તજી ભજીશ વિષધારી
કરીશ જઇ પ્રસન્ન ત્રિપુરારી
જુઠી આ જગત તણી જંજાળ
ત્યાગી સૌ ભોગ કષ્ટકારી (૨) કરીશ—

સ્વાર્થી આ સંસારમાં દીઠો નહીં કાંઈ સાર,
પૂર્વ પુણ્ય સંચય વિના નવ તરાય ભવપાર;
શીયળવ્રત અખંડ તપધારી (૨) કરીશ—

અદરખરીની સખીઓ— ૧૨

અજબ બહાર શી બની—૨
બ્હેની વીશાળ વીશ્વવાટીકા તણી
રચી રચના અદ્‌ભુત મુખે જાય ના ભણી—અજબ.
પંચરંગી ફુલડાં ઘણાં ખીલી રહ્યાં ચોપાસ
કંઈક નવલ સંગે ભર્યાં કંઇક ભર્યાં સુવાસ
રૂપ કંઈકનું નીહાળી જાય નયણા ઠરી
ગુણ કંઈકના લોભાવી લે છે હઇડાં હરી
ગુણવંતી ગુણ સુગંધીને વળી જો રૂપ રંગ
પરખ્યા વીણ નવ પડીએ પુષ્પની સંગ પ્રસંગ.

સખીઓ— ૧૩

પતી વીના પ્રેમદાના મનના પુરાય કયાંથી કોડ,
કહે સખી પુરાય કયાંથી કોડ
સરજનહારે સરજી જગમાં નરનારોની જોડ—૨
પશુ પક્ષી વન વૃક્ષ નીહાળો
સૃષ્ટિમાંહી સઘળે જઈ ભાળો
નાના મોટા જીવજંતુમાં પણ એવી નથી ખોડ
રાખી પણ એવી નથી ખોડ—સરજનહારે.

પતી ભજ્યે બહુ પાતક ટળતાં
અખંડ સુખડા સ્હેજે મળતાં
પતી વિના સાહેલી ભવમાં હુરાય જીતી હોડ—સરજન.

નીર્ગુણા, ભોજના, ઇર્ષ્યાનંદ— ૧૪

અમે ગોલાના ગોર ભાઇઓ ગોલાના ગોર
તોએ પોસો ભરાવી પઢાવીએ મ્હોર
પોશો ભરાવી પઢાવીએ મહોર
ભાઇ પાણી મુકાવી પઢાવીએ મ્હોર—અમે.
દીકરાનું દીધું દાદાને પહોંચાડીએ
લોક એવા [૧]લોક અમે નવા નવા કાઢીએ,
ઇર્ષ્યાનંદ—છો તમે વેદીઆ ઢોર—૨ અમે.

ચંદ્રની કળાઓ— ૧૫

તાના દીમ તદીમ તદીમ તનનન
દીમ તદીમ તનોમ
તાના દીમ તનોમ
તદીન તનોમ તદીન તનોમ તનોમ....તાના દીમ.
દર દર દીમ તદીમ તનોમ
દર દર દીમ તદીમ તનોમ
દીમ તનોમ તદીમ તનોમ ૮ દીમ તનોમ તનોમ-તાના.



# અંક ૨ જો

સંતો— ૧૬

રામ ભજન રોકડ નાણુંરે વેપારી સંતો
રામ ભજન રોકડ નાણું.
લક્ષ ચોરાશી કેરા ફેરામાં ફરીએ તોએ
નહીં તારૂં ઠામ કે ઠેકાણું—વેપારી સંતો રામ.
બીજાની વાતોમાં ડાહ્યો બહુ થાતો પણ
તારૂં પોતાનું તું ન જાણું રે—વેપારી સંતો રામ.
કાળની દાઢો વચ્ચે વિશ્વ ચવાતું રે
સૌ કો છે કાળનું ચવાણું રે—વેપારી સંતો રામ.

સખીઓ— ૬૭

જય થાઓ મહારાજાધિરાજ
અવિચળ રહો યુવરાજ
જાણો પ્રજા તણી ઉર દાઝ
કરો પ્રજા તણાં હિત કાજ—જય.
થાઓ અખુટ સમૃદ્ધિના સ્વામી
રિદ્ધ સિધ્ધી પ્રણમો શીર નામી
ધન્ય ધન્ય દિન આજ—જય.

પત્રલેખા— ૧૮

માલીકના બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્ત્તા હર્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ–છે સહુ.
ઋણાનુબંધે આવી મળતું, ખાઝ્યું નવ કોઈનાથી ખળતું
જગત માત્ર તેને આધીન છે અનાથના જે નાથ સૌ. મા.
નહિ પીંડ આ પોતા તણો પેતાનું કાંઇ નવ જાણવું
સૌએ શુભા શુભ કર્મને પોતાતણુંજ પ્રમાણવું. જગત.

કાદમ્બરી— ૧૯

સખી જઇ સંદેશો કહેજે
મમ સખીને ધીરજ દેજે રે સખી૦
અસ્ત થતાં દિનકરને નલિની ઉદાસ મનમાં થાય
અલ્પ પરિચયે ચક્રવાકી પણ પતિ સુખને નવ ચ્હાય
તજ્યું સખીએ દર્શન પરનરનું
હું કયમ નામ લઉં નરવરનું—જઇ૦
સમજ્યા વિણ સુખની આશામાં પામર જીવ તણાય
વિષય ભોગ આ લોક તણા સૌ અંતે નિરસ જણાય.
એ વિષયે કયમ ચિત્ત પરોવું—જઇ૦

ચંદ્રાપીડ— ૨૦

અત્યુત્તમ પદ મિત્રતણું આ સંસારે સમજાય
આ અવનીમાં અન્ય ઘણાં જે સુખના સાથી થાય

માતા પિતા ભ્રાતા થકી વળી શુભ પ્રિયજન સ્વજનથી
જે શુભમાં પણ શુભ તે પણ શુભ મિત્ર થકી નથી
મિત્ર રત્નથી આ ભવરણની સફળ સફર થઇ જાય
સમૃદ્ધિ ચૌદ ભુવન તણી પુરૂષાર્થે મળવી સહેલ છે
સદભાગ્ય વિણુ સન્મિત્રની પ્રાપ્તિ મહા મુશ્કેલ છે
શબ્દ લઘુ પણ અર્થ અધિક જે અક્ષરમાંહી સમાય–અત્ર.

મહાશ્વેતા— ૨૧

શ્રી ત્રીપુરારી સ્મરૂં સ્મરારિ
વિજ્ય કીધો મહામદન મારી—શ્રી
ભભુત અંગ ભૂજંગ થારી
જટા મધ્ય સોહે ગગ સારી
અમુર મારી ભકત તારી,
દેવ તણાં દુઃખ નાંખ્યાં વિદારી—શ્રી.
ભોળા શંભુ તમ ચરણ પાસ
ભકિત કરૂં ઉર આણી ઉલ્લાસ
પુર્ણ કરો પતિ દર્શન આશ
શુધ્ધ ભાવે કરૂં સ્તુાત તમારી—શ્રી.

મહાશ્વેતા— ૨૨

રૂપે શું મન રાચ્યોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજો–ર
હાડ માંસ ને રૂધીર ભરેલું મઢયું ચામડે અંગ,
મંદા દેહનો ગર્વ નકામો કાયાનો રંગ પતંગ;
ભરૂંસો નહીં સાચોરે, કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો–

મહાશ્વેતા— ૨૩

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મારી
હું તો દૈવના ત્રાસે હારી રાજ—શું કહું.
પરખી પારીજાતિક મેં અર્પણ કીધું મન મારૂં,
પતિ તજી પરલોક સીધાવ્યા કરી જીવતર મમ ખારૂં—રાજ
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આશે
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ ઉડી ગયો આકાશે—રાજ
અર્પ્યું મેં સર્વસ્વ સ્વામીને પ્રેમની કરૂની ધારી,
તજી જગત જંજાળ સર્વ હું પ્રીતે ભજું ત્રીપુરારી-રાજ.

ચંદ્રાપીડ— ૨૪

ચાહું તમ સાથ સદા
અતિ ભગવતિ તમ ચરણની સેવા
છોડું નવ સંગ કદી
દીલ મહીં લ્હાવ અનુપમ લેવા
આપ સમાગમ સુખકર લાગે
શાન્તિ સુધારસ રેલું સદા—દીલ.
હૃદયે ડગ અડગ ભરવું ન ગમતું
પરમ પવિત્ર પ્રવિણ પ્રેમદા—દીલ.

સર્વ પાડોશીઓ— ૨૫

અદેખાને દેખી આઘા ખસીએરે
સદા દુર્જનથી દુર વસીએરે
પોતે બળીને પાપી સામાને બાળતા
સારૂ નઠારૂ કાંઇ નજરે ન ભાળતા
પોતાને હાથે પોતાનું બગાડતા
નકે પડીને નીચ સામાને પાડતા
એવા કુસંગે નવ ફરીએરે—સદા.

સખીઓ— ૨૬

મોંઘુ જોબનીયું એળે જાયરે
સાહેલી તારૂં મોંઘુ જોબનીયું એળે જાય
રૂડા વસંતના વાયદા વાયરે........સાહેલી૦

કાદમ્બરી–વિધ વિધ ખેલો ખેલતાં ગયું મુજ બચપણ જેમ
માતા પિતાના લાડમાં જાશે યૌવન તેમ

સખીઓ–' બેન હવે માતા પિતાનાં લાડ ન શોભે '

કાદમ્બરી–" ત્યારે ? "

સખીઓ–" હવે તો પતિનાં લાડ શોભે "

જોને અનંગ તારી પુંઠળ પુંઠળ ધાયરે

તમાલીકા— ૨૭

અલી જોજે મનાતી ભોળી મેના
ભોળવશે તુજને પોપટજી મુખે મીઠું બોલી
અલી જોજે દેતી તું અંતર ખોલી.......ભોળવશે

મદલેખા–પ્રેમી પોપટ દાઝ દીલની દીલમાંહી સમાવશે
ઋતુ વસંતે માનનીને મદનરાજ મનાવશે
રસરાજનો રસરેલ જ્યાં રગ રગ મહી વ્યાપી જશે
જબ મારી મેના માનશે પણુ ખોઈ પાયે લાગશે—અ.

કાદમ્બરી— ૨૮

થઈ પ્રેમ વશ પાતળીયા (૨)
મારા મનના માલીક મળીઆરે.......થઈ૦
પ્રીતે કરો મુખવાગ્ર સજનવા રાજ હ્રદયના વાસી

ચંદ્રાપીડ–પ્રેમદા પ્રીત જ્યોત પ્રકાશી (૨)

કાદમ્બરી–મારા મનના મનોરથ ફળીઆરે.......થઈ૦

ચંદ્રાપીડ–ભાગ્યવંત કર્યો ભગવતિ મુજને
જીવન સફળ થયું મારૂ

સર્વ—કરો શ્રી હરિ શુભ તમારૂં

કાદમ્બરી—મારા મનના માલીક મળીઆરે.......થઈ૦

પત્રલેખા— ૨૯

કયાંઇ સ્વાર્થ વિના નવ પ્રીતિ દીઠી આ જગમાં
ધુતારા જગમાં ઠગારા જગમાં
લાગે સ્વાર્થ સુધી પ્રીતિ મીઠી મીઠી આ જગમાં
દીઠું સહુ નીજ સ્વાર્થને રોતું
રોતાનાં આંસુડાં કોઇ ન લ્હોતું—સ્વાર્થ વિના
કહેણી મીસરી ખાંડ છે કહેણી તાતા લોક
કહેણી તેવી રહેણી છે એવા વિરલા લોક
ઔષધ માટે ફરે શેરી શેરી
દર્દ મટયું લાગે વૈદ્ય વેરી—સ્વાર્થ વિ૦

મદલેખા તથા તમાલિકા— ૩૦

અમ સખી તણા સ્નેહને સંભારજો રાજ
બોલ્યું વચન પ્રીતે પાળજો
આજ્ઞા પિતાની પાળી વ્હેલા પધારજો
દર્શ લાભ દઇ અમ નયનોને ઠારજો
તન મનના તાપ તમે ટાળજો રાજ....બોલ્યું

ચંદ્રાપીડ— ૩૧

હાં જઇ મળું આજે મિત્રને
પ્રાણ પ્યારા..........હાં જઇ
સુન્ય હૃદય આ મિત્ર વિનાનું
જેવું પુષ્પ સુવાસ વિનાનું

તુજ વિરહે હતભાગ્ય હું માનું
ભેટીશ ભગવતિ સુંદરીને—આજે મિત્રને
મનોહારિ મધુરીને મળાશે
મન માન્યો મદનોત્સવ થાશે
એક પંથ બે કાજ સધાશે
ભેટીશ ભગવતિ સુંદરીને.......હાં જઈ

તરલિકા— ૩૨

જારે જારે જો નાદાન એ હેવાન ભુલી ભાન
બ્હેકી મુખે શું બકે છે આવું
જારે તારો જાન..........જારે

મહાશ્વેતા—અરે દુરાચારી થાશે માઠી વલે તારી
ફટફટ અવિચારી કર બંધ તું લવારી

વૈશંમપાયન—માનો રસીલી માનો રંગીલી
માનો છબીલી ન થા હઠીલી ન થા હઠીલી
પ્યારી મારી દીલજાન



# અંક ત્રીજો.

ઋષિકુમારો— ૩૩

મમ મુરખ મમતા મેલી, ભજ અંત સમયના બેલી
રહયો પ્રપંચ દાવો ખેલી, પણ હારીશ બાજી જીતેલી—મમ
આવ્યો ત્યારે લાવીયો શું
સાથમાં શું લઇ જશે (૨)
ઠાલો હાથે આવીયો ઠાલો થઇ પાછો જશે
જેના સંગે રહયો રંગરેલી, તે મુકશે તને હડશેલી
નહીં રહે નાણાંની થેલી, ઘરબાર ઘાટ હવેલી—મમ૦

જાબાલી મુની— ૩૪

અચ્યુતપદ પ્રણુ પરમેશ્વર,
વીશ્વેશ્વર યોગેશ્વર શંકર........અચ્યુત
ભક્તપતી ભગવત શ્રીભુધાર........વીશ્વે—
પરાપૂર્ણ પરબ્રહ્મ પરાત્પર.

સર્વે— ૩૫

જગમાંહી જેણે મન જીત્યું તેણે
જીત્યું સર્વ જણાય........આ જગ૦
સ્વર્ગ તણાં પણ અલભ્ય સુખડાં
તેને તુચ્છ જણાય........આ જગ૦

વિષય-માંહિ મદમસ્ત બની માતંગ જુઓ સપડાય
મધુર નાદના નાદ થકી મૃગ પારધી હાથે હણાય—આ૦
રૂપ પ્રકાશ દીપકનો દેખી પતંગ બાળે કાય
રહે જળમાં પણ રસના સ્વાદે મીન તણો જીવ જાય—આ.
કઠણ કાષ્ટ છેદી નીસરે પણ કમળ નહીં છેડાય
પરાગ ગંધે મસ્ત બની અલી ફુલ કલી મહીં ગુંગળાય—આ.

તરલીકા— ૩૬

હીરો હાથે ગુમાવ્યો ગુમાનમાં
મળી માણુસ મનાયો હેવાનમાં
ખોયું જીવન ઈર્ષ્યા ને અભીમાનમાં
ખોયું ચિત્ત ના પ્રભુનાં ગુણગાનમાં
દીધી દમડી ન એક પુણ્યદાનમાં
કર્યું કાંઈ ના તેં દેહના કલ્યાણમાં
પડી સુવો દુષ્ટ [illegible] ખાણમાં.
જેમ છાણને કીડા ગરે છે છાણમાં—હીરો.

યોગીનીઓ— ૩૭

હમારી લાજ તમારે હાથ આ નાવ નીભાવજોરે....હમારી-
સદ્ગુણ જ્ઞાન સુબુદ્ધિ આપો
સતચિત આનંદ ઉરમાં સ્થાપો
અગમ નીગમનાં માર્ગ સુગમ બતલાવજોરે....હમારી.
ભક્તિ થકી ભવબંધન તુટે, ડગલે ડગલે આયુષ્ય ખુટે
શ્રીધર અમ તન મનના તાપ સમાવજોરે....હમારી લાજ.

લક્ષ્મી—

૩૮

રામ ભજ તું પ્રાણીયા,
તારા ભવની ભાવટ ભાગશે (૨)
તારા દેહનું સાર્થક થશે....રામ.
" બોલો રામ સીતારામ "
પંખીડા તું જો વિચારી
કર્મ તારા લે સંભારી
વાસના નઠારી તુને રૌવ રૌવ નર્કે નાંખશે—રામ.
મૂઢ તેં મતિ વિસરી
મતિ તેવી ગતિ તારી
ઉડજે સંભાળી તારી કંચનની કાયા થાશે—રામ.

કપીંજલ—

૩૯

કોઈ મન ઘેલા કોઈ ધન ઘેલા
કોઈ મસ્ત બનેલા અભિમાને
કોઈ ધાન ભૂખ્યા કોઈ માન ભૂખ્યા
કોઈ મૂર્ખ રહ્યા કાચા કાને
કોઈ યશના કામ કરે હાથે (૨)
કોઈ અપયશ કામ વહે માથે (૨)
કોઈ સુખદુઃખ બે સરખા માને
કોઈ ચઢયાં સમયને તોફાને

કચનીઓ— ૪૦

ગરેગમપમગરેગસારેરીસાનીસા—(૨)
ગરેગમપરેરે
પપપમપનીધપમધમગરૂપપસાગ પ–પ મ
સારેનીસાનીસા–ગરે
સાપધપપધપમમ
સાપમપપપધપમપસાનીધધમગરે
પપપ (૨) ગ–પ–મ
સારેનીસાનાસા–ગરે

શાસ્ત્રગંજ— ૪૧

દિવ્ય લોકથી ભ્રષ્ટ થઇને
મૃત્યુ લોકમાં જઈ ચઢીયો
કામવાસનાનું ફળ પામી
શુક જાતીમાં હું પડીયો

લક્ષ્મી— ૪૨

કંઇ પૂર્વના સંયોગથી, આવી સઉ ભેગું મળે
રૂણાનુબંધ પુરો થયે સૌ સૌ તણા પંથે પળે
મમ પુત્ર કેરા પાપથી, ચંડાલ પેટે અવતરી
જાઉં હવે મુની પાસ હું રૂપે પૂર્વનું મ્હારૂ ધરી—કંઇ

કાદમ્બરી— ૪૩

પીંજરૂં પડયું શુનું મારૂં (૨)
પ્યારા પંખીડાં વિના....પંખીડા વિના....પીંજરૂં—

સ્ત્રીઓ–સુંદર શરીર જણાય આ કાન્તનું પ્રથમ હતું જેવું
વિકસિત કમલ સમાન નાથનું મૂખાર્વિંદ તેવું

કાદમ્બરી—પ્યારા પંખીડા વિના

યોગીઓની—સહુજ ઢળેલાં નેત્ર લલાટની કાન્તિ પણ એવી
ગુચ્છાળાંવાળાં કેશ આકૃતિ પ્રથમ હતી તેવી
પ્યારા પંખીડા વિના—

કાદમ્બરી— ૪૪

જાગો જાગો જીવન પ્રાણ
નિદ્રા ત્યાગો ચતુર સુજાણ
ભરદરીઆમાં ઝુકા ખાતુ
આવી પહોંચ્યું તીરે વ્હાણ
દુઃખના વાદળ વીખરાયા વ્હાલા
ભાગ્યનો ઉગ્યો ભાણ
આજે મારે ભાગ્યનો ઉગ્યો ભાણ

સર્વ— ૪૫

શુદ્ધ પ્રેમ તણો થયો વિજય વિજય
પ્રીતે પામ્યા ઇષ્ટ પદ અભય અભય
સત્કર્મો થકી કીર્તિ વધારે
તાત સ્વસુરના કુળને તારે
જગમાં ઉચરાય જય જય જય જય
તેના જગમાં ઉચરાય જય જય જય

**સમાપ્ત.**

## નામદાર મુંબઈ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી **બાદશાહી ચાકુતી અનંગ વિલાસની** ગોળીઓ એનાલાઈઝ કરીને તેમાં કોઇપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સર્ટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને ઇંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી ચાકુતી.

### અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલ તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે, ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર. આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી ૪૦ ગોળીની ડબ્બી એકના રૂપીયા ૧૦)

### બાદશાહી ચુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે; અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આંઉસ એકના ડબ્બીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પોષ્ટ ખર્ચ જુદું

**ડાકટર કાળીદાસ મોતીરામ—રાજકોટ-કાઠીયાવાડ.**

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત |
|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦-૪-૦ |
| શ્રી ભક્તિ વિજય | ૦-૪--૦ |
| સુરેખા હરણ...... | ૦-૪-૦ |
| નાગર ભક્ત... ... | ૦-૪-૦ |
| નીલમ માણેક... | ૦-૪-૦ |
| યોગકન્યા... ... | ૦-૪-૦ |
| મનહર મેના ... | ૦-૪-૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦-૪-૦ |
| જોહરે શમશીર... | ૦-૪-૦ |
| શ્રી જયમતી...... | ૦-૪-૦ |
| ઉર્વશી-પુરૂરવા... | ૦-૪-૦ |
| કનક કેશરી...... | ૦--૪--૦ |

| ચોપડીનું નામ | કિંમત |
|---|---|
| માતૃગીત ભક્ત પુંડળીક | ૦--૪--૦ |
| વિશ્વ પ્રેમીકલાપી | ૦--૪--૦ |
| અમર લક્ષ્મી...... | ૦--૪--૦ |
| પીપા ભગત ...... | ૦--૪--૦ |
| હોથલ પદમણી ... | ૦--૪--૦ |
| જેસલ તોરલ ... | ૦--૪-- |
| બીરબલ બાદશાહ .. | ૦--૪- |
| પ્રવિણ સાગર ...... | ૦--૪- |
| રાજ લીલા ...... | ૦--૪- |
| મહારાજ શાન્તનું | ૦-૪- |
| માલવિકા-ગ્નિમિત્ર | ૦-૪- |
| સ્વામીભક્ત સામાન્ત | વા |
| વીર દુર્ગાદાસ ... | ૦-૪- |

**વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.**

શ્રી. વિ. નૌ. ના. સમાજ.